ફરજયાત અને બંદગી કરવાના સઘળા અવસતા શિખવી યજશને, વીસપરદ, સીરોજા અને દરૂન ઇજવાનાં અને આફરંગાન કરવાના અવસતા શીખવવા. એ પ્રમાણે શીખવ્યા પછી તે હેરબદ થનાર છોકરાનાં માથા ઉપર ચાલીસ દહાડાના બાલ થયા પછી તે પેહેલાં તેને પોતાનાંજ તન પાકનું નવ રાતનું બરસનુમ આપવું અને તે બરસનુમમાંથી પરવારયા પછી જે મરદ યા ઓરતને નામનો હેરબદ થવાનો હોય તેને નામનું ફરીથી બીજું નવ રાતનું બરસનુમ આપવું અને દસમે દહાડે તેને નહવાડી પવિત્ર કરીને એલાહેદી પાક જગોમાં રાખવો કે તે ત્યાં રહીને સઘળા પ્રકારની પવિત્રાઈ રાખી પાંચે વખતની બંદગી કરે અને બાજ ધરી ચોખું ખાણું ખાય અને છ દહાડા સુધી ત્યાંજ રહે અને દસમે દહાડે તે બરસનુમમાંથી પરવારે. તે દહાડેથી બે બરસનુમવાળા મોબેદો દરેમેહેરમાં જઇ જેને નામે તે છોકરો હેરબદ થવાનો હોય તેની નૈયતે ક્રિયાકામ શરૂ કરે. તેમાં પેહલે દહાડે એક મોબેદ પાંચ તાઓની ખુબ કરી એલાહેદો પોતે હોમ ગાલી પોતાના સાથીને મીનો નાવરની ખશનુમનથી યજશને કરાવે. તે મોબેદ યજશનેથી ફારેગ થયા પછી પોતે દરૂન લઇ બાજ ઇંજીને ખાણું ખાય અને ઘણી પવિત્રાઇથી યજશનેનાં અમલને સંભાળી રાખે. તેને પેહલો ગેવરો કહે છે—હવે એ યજશનેનો અમલ રાખનાર પેહલો મોબેદ બીજે દહાડે પોતે નવેસરથી એલાહેદો હોમ ગાલી બીજા મોબેદને મીનો નાવરની ખશનુમને યજશને બેસાડે. તે મોબેદ યજશનેથી ફારેગ થયા પછી પોતે જુદા દરૂન લઇ બાજ ઇંજીને ખાણું ખાય અને પવિત્રાઇથી તે યજશનેના પોતાના અમલને સંભાળી રાખે અને કોઇ બીજા મોબેદની ક્રિયા અને આશાત સાથે આમીખતેહ નહીં થાય. એ પ્રમાણે છ દહાડા સુધી આંમણસાંમણ યજશનેનો અમલ કરીને પવિત્રાઇ રાખે અને અગત્સ પડે તો પોતાની સાથે બીજા મોબેદને યજશનેનો અમલ કરાવી રાખે અને ખુશી પડે તો ત્રણ અથવા ચાર મોબેદોને તેજ અમલનાં કામમાં સામેલ કરે. પછી છઠે દહાડે ઉપર જણાવ્યા પ્રમાણે મીનો નાવરની ખશનુમનથી યજશને કરી ફારેગ થઇને બન્ને મોબેદો જુદા દરૂન લઇને જુદી બાજ ઇંજે અને બાજ ઇંજી રહયા પછી તે બન્ને જણાં એક બીજાનાં દરૂનની ચાશની આંમણસાંમણ કરે એટલે તેઓ બન્ને હમકલાંમ થયા યાને તે બન્નેનો અમલ સરખો થયો. હવે એ સઘળી ક્રિયા જે મોબેદો છ દહાડા સુધી કરે છે તે જેને નામનો હેરબદ થાય છે તેને નામે કરે છે. પછી તે બન્ને મોબેદોમાંથી એક જણ યજશને કરવાના સઘળા આલાતો લઇને પરગરૂ કરે યાને યજશને બેસવાને માટે સઘળા આલાતો ગોઠવવાની ક્રિયા કરી તૈયાર રાખે.

પેલા હેરબદ થનાર છોકરાને અંગોસ્ન કરાવી સપ્તાં નવાં કપડાં પેહેરાવે અને અંજુમન એકઠું થઇ દરેમેહરમાં લાવી કુશતી–પાદયાબ કરાવી પદાંન બંધાવીને પેલા નાવર પઢાવનાર મોબેદને સોંપે. પછી તે મોબેદ તેને પેહલે દહાડે જેને નામનો હેરબદ હોય તેની નૈયતે મીનો નાવરની યજશને કરાવે અને યજશનેથી ફારેગ થયા પછી તેને એલાહેદો ચોકસાઇથી બેસાડે. તે વખતે હાવન ગેહેમાં મીનો નાવરની યજશને સીવાય બીજી ક્રિયા કોમ્ર કરાવે નહીં. પછી ઉજીરન ગેહમાં તેને કુશતી-પાદીઆબ કરાવી તેની ફરજીઆત પઢાવી ઇંઝાર પેહડાવી પદાંન બંધાવીને દરૂન લઇને મીનો નાવરની બાજ ઇંજાવે અને બાજ ઇંજાવ્યા પછી તેને ખાણું ખવરાવીને મોહોડું સાફ કરાવી બાજ મુકાવે. પછી તેને દાદાર અહુરમજદની ખશનુમનથી આફરંગાંન કરાવે. એ સઘળી ક્રિયા કરતી વખતે તેની સાથવાલો મોબેદ ઘણી ચોકસાઇથી તેને સઘળી ક્રિયા દેખાડે અને પોતાની સાથે સઘળું બરાબર પઢાવે. તે પછી બીજે દહાડે સહવારનાં હાવન ગેહેમાં તેને સરોશની ખશનુમનથી યજશને દરૂન ઇંજાવે અને જમાડીને બાજ મુકાવીને સરોશનું આફરંગાન કરાવે. બપોરના એકજ વખત જમાડે અને પાણી પાએ. તેને રાતનાં ખવાડે નહીં અને પાણી પણ પાય નહીં. તે બેસીને બંદગી કરયા કરે અને પછી ત્રીજે દહાડે તેને સીરોજાની યજશને–બાજ ઇંજાવે અને જમાડીને પછી સીરોજાનું આફરંગાંન કરાવે. ચોથે દહાડે તેને વીસપરદની યજશને કરાવે અને અહુરમજદ રોજની બાજ ઇંજાવે અને પછી અહુરમજદ રોજનું આફરંગાંન કરાવીને તેને ઘરે લઇ જાય એટલે તે હેરબદ થયલો કહેવાય.

## ગેતી ખરીદ કરવાની ક્રિયા.

જેની નૈયતે ગેતી ખરીદ કરવી હોય તેને માટે પ્રથમ બે મોબેદો દરેમેહરમાં જઇ સઘળા યજશનેનાં આલાતો સાફ કરી પવિત્ર પાણીથી ચોખાં કરી તૈયાર કરે. પછી એક મોબેદ પ્રથમ પાંચ તાઓની ખુબ કરીને હમકારાની ખશનુમનથી દરૂન ઇંજીને નવેસરથી હોમ ગાળી સઘળા આલાતો તૈયાર કરી બીજા મોબેદને મીનો નાવરની ખશનુમનથી યજશને બેસાડે, તે શખસ યજશનેથી ફારેગ થઇ જુદા દરૂન લઇ જુદી એલાહેદી બાજ ઇંજીને ખાણું ખાય અને એલાહેદો તે યજશનેનાં અમલને પવિત્રાઇથી સંભાળી રાખે અને ખાતી પીતી વખતે જુદી બાજ ઇંજીને ખાવું પીવું કરે. બીજે દહાડે સહવારના તે મોબેદ પોતાનાં અમલ સાથે નવેસરથી હોમ ગાળી સઘળા આલાતો તૈયાર કરી પોતાના સાથીને મીનો નાવરની ખશનુમનથી યજશને બેસાડે અને તે યજશનેનાં

કામથી ફારેગ થઇને જુદા દરૂન લઇને જુદી એલાહેદી બાજ ચંજીને ખાણું ખાય. ખાતી પીતી વખતે જુદા દરૂન ચંજીને ખાવું પીવું કરે અને એ પ્રમાણે બન્ને જણા ૭ દહાડા સુધી આંમણુસાંમણુ ઉપર જણાવ્યા પ્રમાણે નવેસરથી દરરોજ નવો હોમ ગાળી એક બીજાને મીનો નાવરની ખશનુમનથી યજશને બેસાડે અને છઠે દહાડે યજશનેથી પરવારીને બન્ને જણાં જુદા જુદા દરૂન લઇને બાજ ચંજીને એક બીજાનાં દરૂનની ચાશની આંમણુસાંમણુ કરે એટલે બન્નેનો અમલ બરાબર થાય. એ પછી વખત મળે તો છઠે દહાડે સરોશની ખશનુમનથી યજશને કરીને દરૂન ચંજે અને વખત નહીં મળે તો સાતમે દહાડે સરોશની યજશને અને દરૂન ચંજે અને આઠમે દહાડે સીરોજાની યજશને કરે અને નવમે દહાડે વીસપરદની યજશને કરે અને દાદાર અહુરમજદની ખશનુમનથી દરૂન ચંજે એટલે ગેતીખરીદની ક્રિયા સમાપ્ત થાય. અગર જો છઠે દહાડે સરોશની યજશને કરે અને સાતમે દહાડે સીરોજાની યજશને કરે અને વીસપરદની યજશને પણ કરે તો તે પણ થઈ શકે.

---

## હમાયશત કરવાની ક્રિયા.

હમાયશત બે તરેહની છે. એકને મ્હોટી હમાયશત કહે છે, તેમાં ૧૪૪ યજશને અને ૧૪૪ વંદીદાદ કરવામાં આવે છે અને બીજીને નહાની હમાયશત કરી કહે છે તેમાં ૧૪૪ યજશને અને ૧૨ વંદીદાદ કરવામાં આવે છે. એ હમાયશતનું કામ જલદી પુરૂં કરવું હોય તો મોબેદોની વધુ જોડ રાખીને જલદી પુરૂં કરે અને જલદી નહીં કરવી હોય તો એક અથવા બે જોડ રાખીને પુરી કરે એ સઘળું સરખુંજ છે. એ હમાયશત ચંજવાની ક્રિયા ચોક્કસ ઠરાવેલા ૧૨ ફરેશતાઓની ખશનુમનથી જેની નૈયતે ચંજવી હોય તેની ચંજવામાં આવે છે. તે ૧૨ ફરેશતાઓનાં નામ નીચે મુજબ છેઃ—પેહલો દાદાર અહુરમજદ, બીજો તેશતીર તીર, ત્રીજો ખુરશેદ, ચોથો મોહોર, પાંચમો આંવાં, છઠો આદર, સાતમો ખોરદાદ, આઠમો અમરદાદ, નવમો સપંદારમદ, દસમો ગોવાદ, અગીઆરમો સરોશ અને બારમો અરદાફરવશ યાને ફરવરદીન. એ પ્રમાણેના ફરેશતાઓની ખશનુમનથી યજશને વંદીદાદ કરવામાં આવે છે. એ દરએક ફરેશતાની બાર બાર યજશને કરવી. જો મ્હોટી હમાયશત કરે તો જે ફરેશતાની બાર યજશને કરે તે ફરેશતાના બાર વંદીદાદ પણ સાથે દર રોજ કરવા અને નહાની હમાયશત કરે તો એક ફરેશતાની બાર યજશને પુરી કરીને તે ફરેશતાની ખશનુમનથી એક વંદીદાદ કરવો અને તેની સાથે દરરોજ જે ફરેશતાની ખશનુમનથી યજશને અને વંદીદાદ કરે તેની સાથે તે ફરેશતાની

ખશનુમનથી દરૂન ઇજી આફ્રરંગાન પણ કરવું જોઇએ. એ પ્રમાણે મ્હોટી અને નહાની હમાયશત કરવામાં આવે છે.

---

## જીંદેહરવાન કરવાની ક્રિયા.

જે મરદ યા ઓરત પોતાને એકલે નામે જીંદેહરવાંન કરવાના હોય તો મોબેદની એક જોડ રાખે અને જોડાંની કરવાનાં હોય તો મોબેદની બે જોડ રાખે. તે ચાર મોબેદો પેહલે દહાડે પ્રથમ અંગોળ કરી કપડાં બદલી દરેમેહેરમાં જઇ યજશનેના સઘળા આલાતો સાફ કરી ચોખાં પાણીથી પાક કરી તેયાર કરે. પછી તેમાના બે મોબેદો જુદા જુદા દરૂન લઇને પોતપોતાના હીંદોલા ઉપર બેસીને પાંચ તાએની ખુબ કરી નવો હોમ ગાળીને યજશનેના સઘળા આલાતો તેયાર કરે. પછી પોતાની સાથના મોબેદને મીનો નાવરની મ્હોટી ખુબ કરવા હીંડાળા ઉપર બેસાડે અને તે યજશને પુરી કરીને ફારેગ થાય એટલે તેને મ્હોટી ખુબનો અમલ થયલો કહેવાય. પછી તે ખુબવાળો ધણી ફરીથી નવેસરથી આલાતો લઇને હોમ ગાળે અને સઘળા આલાતો તૈયાર કરીને પેલા પાંચ તાએની ખુબવાળા મોબેદને મીનો નાવરની મ્હોટી ખુબ કરવાને હીંદોળા ઉપર બેસાડે. તે યજશને પુરી કરીને ફારેગ થાય એટલે તે શખસને પણ મ્હોટી ખુબનો અમલ થયલો ગણાય. એ પ્રમાણે તે ચારે મોબેદો મ્હોટી ખુબ કરી રહીને તેમાંથી બે જણાં ફરીને પરગરૂ કરે યાને સરોશની ખશનુમનથી યજશને કરવાને માટે સઘળા આલાતો ક્રિયા કરી ગોઠવીને તૈયાર કરે અને બન્ને હીંદોળા ઉપર બેસીને જીંદેહરવાંન ઇંજવું હોય તેની નૈયતે સરોશની યજશને અને દરૂન ઇંજીને ખાણું ખાય. એ પ્રમાણે મ્હોટી ખુબનો અમલ રાખીને કાંમ કરે અને દર વખતે તેની નૈયતે પાંચ વખતની બંદગી અને ફરજીઆત ગુજારે અને પતેત કરે. એ પ્રમાણે કરવા પછી રાતના બાર કલાકે ઉઠીને સરોશની ખશનુમનથી વંદીદાદ કરવા બેસે. [ જો કોઇ શખસમાં વંદીદાદ કરાવવાની શકતી નહીં હોય તો ત્રણ દહાડા સરોશની ખશનુમનથી ફકત યજશનેજ કરાવે અને શકતી હોય તો ત્રણ દહાડા યજશનેની સાથે વંદીદાદ પણ કરાવે તેનું મ્હોટું પુન્ય છે. ] એ પ્રમાણે ત્રણ દહાડા સુધી સરોશની ખશનુમનથી યજશને વંદીદાદ કરે અને દરૂન ઇંજી પાંચે ગેહમાં ફરજીઆત ગુજારી પતેત કરે અને ત્રણ દહાડા સુધી રાતનાં અઇવીસરૂથરેમ ગેહેમાં સરોશનું આફ્રરંગાંન જેમ ગુજરેલાંની નૈયતે કરે છે તેમ કરે તથા ત્રીજે દહાડે ઘટતે વખતે ધુપ સરાવે. પછી જો વંદીદાદ કરવા હોય તો પેલા ચારે મોબેદો ત્રીજે દહાડે

રાતનાં વંદીદાદ કરે અને એક પાંચમાં મોબેદને ત્રીજે દહાડે સહવારના મ્હોટી ખુબ કરાવીને ચાશની ઇંજવા રાખે અને મ્હોટી ખુબ નહીં બની હોય તો તે મોબેદ પાંચ તાએની નહાની ખુબ કરીને ચાશની ઇંજવા રહે, અને તે જીંદે-હરવાંન કરનારાઓએ બે સીઆવ કરાવવા જોઇએ અને આડ બાજ ઇંજવાને માટે દરૂન કરાવવા અને તે ઉપર મેવો મુકીને ત્રીજે દહાડે રાતનાં દરેમેહેરમાં મોકલવા. પછી પેલા ચાર મોબેદો વંદીદાદની ક્રિયા રાતનાં બાર કલાકે શરુ કરે અને પેલો દરૂન ઇંજવાનું કાંમ શરૂ કરે. અગરજો વંદીદાદ ન કરાવે તો પેલા ચાર મોબેદોમાંથી એક જણ યા બે જણ ચાશની ઇંજે તે ચાશની ઇંજ ... દર એક જણની નૈયતે ચાર બાજ ઇંજવામાં આવે છે. તેમાં પેહેલી રશને-આસતાદની, બીજી મીનો રાંમની, ત્રીજી સરોશની અને ચોથી અરદાફરવ ની ઇંજવામાં આવે છે; અને અરદાફરવશની બાજ સાથે સીઆવ ઇંજવો જોઇએ છે. બાજ ઇંજી રહીને ચોથે દીવસની બાંમદાદે દહમ યજદની ખશનુ-મનથી આફરંગાંન કરવું અને પેલા મોબેદો વંદીદાદની ક્રિયા કરીને ફારેગ થતાં ચોથે દહાડે અરદાફરવશની યજશને કરે અને અરદાફરવશ અને સરોશની બાજ ઇંજી અરદાફરવશનું દહમનું અને સરોશનું આફરંગાંન કરે યા બીજા પાસે કરાવે. પછી ચોથે દહાડે ખાણું પકાવી અરદાફરવશની ખશનુમનથી સતુમ પઢાવીને તે કામ કરનારા મોબેદોને ચાશની કરાવે એટલે તે જીંદેહરવાંનનુ કાંમ સમાપ્ત થયલું ગણાય.

હવે જે માનસ ગુજરે છે તેની નૈયતે જે ચાર દહાડા ક્રિયા કરવામાં આવે છે તે પણ એજ રીતે છે. દરેક ભણતરમાં જીંદેહરવાનની ક્રિયામાં નામ દેતી વખતે "**જીંદેહ રવાન (ફલાન–ફલાન) અએદર યાદ બાદ અથવા બેરસાદ**" ભણવામાં આવે છે, જયારે ગુજરેલાંઓનાં ક્રિયાકામનાં ભણતરમાં "(ફલાંન–ફલાંન) **અએદર યાદ બાદ અનોશેહે રવાંન રવાંની**" કરી ભણવામાં આવે છે તે ઉપરાંત ફકત વધુ તફાવત એટલો છે કે ગુજરનાર માણસની ત્રણ દહાડાની ક્રિયામાં **અહુમાઇ રએશચ** અને **કેરેફ્રેહ મોજદ** પઢતા નથી અને **જસ મે અવંઘહે મજદમાં રાંમનો ખાસતરહે** એ પદ આવે છે તે પઢાતાં નથી. અને ત્રીજે દહાડે રાતનાં મીનો રામની ખશનુમન પઢતા નથી પણ **વયઓશ ઉપરો–કઇરયેહે તરધાતો અનયાઇશ દામાંન, અએતત તે વયો, યત તે અસતી સપેનતો મઇનયઓમ** એટલાં પદ પઢે છે. એ શિવાય ગુજરેલાંની અને જીવતાંની ત્રણ દહાડાની ક્રિયામાં કશો તફાવત નથી અને જેમ ગુજરેલાંની વરશ દહાડાની સઘળી ક્રિયા કરે છે તેમ જીંદેહરવાંનની ક્રિયા કરે તો સવાબ છે.